

પાટીદાર પ્રકાશના તકલેદી લેખનું ખંડન

ભાગ ૧ લાના લખનાર

# પટેલ ફકીરદાસ ગોપાલદાસને

# જવાબ.

છપાવી પ્રસીદ્ધ કરનાર,

મી. નારાણજી રામજી કંટ્રાકટર

કચ્છી વીરાણીવાળા.

નવસારી—" આર્ય વિજય પ્રેસ " માં

શા. હરીવલ્લભદાસ આ. પારેખે છાપ્યો તા.૧૧-૭-૧૮

પટેલ ફકીરભાઈ ગોપાલદાસ પીરસદગોરનુરની
દરગાહ સરીફના ઉપદેશકની સેવામાં
સ્વસ્થાન નવસારી.

આપના તરફથી પાટીદાર પ્રકાશના તકલેદી લેખનું ખંડન ભાગ ૧ લો છપાયલ છે. તે થોડા દીવસ થયાં મારા એક સ્નેહી તરફથી વાંચવા મળેલ છે તેમાં કચ્છના કણબીઓનો વિસ્તાર એ લેખ ઉપર તેમજ કુર્મી ક્ષત્રીય ઉત્પન્તિ અને ઇતિહાસ નામના પુસ્તક ઉપર આપે કરેલી ટીકા વાંચ્યા પછી વીચાર કરતાં આપને વ્યાજબી જવાબ આપવાની થોડી જવાબદારી મારા ઉપર પણ રહે છે. કુર્મી ક્ષત્રીય ઉત્પન્તિ અને ઇતીહાસની ટીકાનો જવાબ તેના કર્તા તરફથી થવો જોઇએ. પાટીદાર પ્રકાશ નામના માસીકની ટીકાનો જવાબ તેના તંત્રી તરફથી થોડો અપાયો છે એમ સાંભળ્યું છે પરંતુ મારા તરફની અંગદ ટીકાનો જવાબ મારેજ આપવો જોઇએ એમ ધારી વ્યાજબી હકીકત આપની જાણ માટે અને અમારા પીરાણાપંથી ભાઇઓને વિશેષ ઉપયોગી થઇ પડશે એવું જાણી સુદ્ધ હૃદયથી લખી છે અને તે બીના ઉપર આપનું ધ્યાન ખેંચુ છું.

પાટીદાર પ્રકાશના અંક ૧૨ મા સંબંધી તમારા તરફથી જે બુક પ્રગટ થઇ છે તે બુક પાને ૩૪ ની ચોખવટ નંબર ૨૩ નો જવાબ પોતાનું કુટુંબ પીરાણા ધર્મને અનુસરનારૂં હોવાથી ન હીન્દુ કે ન મુસલમાન. આએ હકીકતથી સતપંથની મોટી સંખ્યાને હાની, સંતાપ, અણગમો અને કડવાસની લાગણી ઉત્પન્ન કરનારૂં છે એમ આપ લખો છો. તેના જવાબમાં લખવાનું કે, આપનું

લખવું સતપંથને નુકશાનકારક જણાય છે. તેવીજ રીતે શુધ્ધ કણબીઓ ક્ષત્રીય હોવા છતાં પીરાણાના અર્ધદગ્ધ પંથનો સ્વીકાર કરવાથી ન હીન્દુમાં તેમજ ન મુસલમાનપણાની ગણત્રીમાં આવી ગયા છે અને તે જગત જાહેર વાત છે એમાં આપ શું કહી શકો તેમ છો. પીરાણા ધર્મ અથવા સતપંથ ધર્મ એ હીન્દુ ધર્મ તો નથીજ. કારણકે જે ધર્મમાં કલમો પઢાય અને લગ્ન વીધી ચોરી ઇત્યાદી આર્યોના પવિત્ર સંસ્કારના બદલે જુદીજ રીતે લગ્ન વીધી બ્રાહ્મણો સીવાય ચલાવી લેવાય. મરણ વખતની ક્રીયા ધરોદ કલમાને આધાર રૂપ ગણી દફનાવી દેવાની જે રીત અથવા પીરાણાના ધર્મની માન્યતા તે કોઇ કાળે પણ હીંદુ ધર્મને માન્ય છેજ નહીં. ત્યારે પીરાણા પંથીઓ મુસલમાન શા માટે નથી ગણાતા તેનું એટલુંજ કારણ છે કે કચ્છના પીરાણા પંથી કણબીઓ સુનત કરાવતા નથી, દાઢી રખાવતા નથી, તાબુત કાઢતા નથી, તેમજ મુસલમાનોનું ખાતા નથી. માત્ર એટલાજ પુરતા તેઓ હીંદુ છે એમાં જરાપણ શક નથી. એ ઉપરથી એમ નકી સીધ્ધ થાય છે કે પીરાણાનું ધર્મ ન હીંદુ ધર્મ છે તેમજ ન મુસલમાની ધર્મ છે. કચ્છ દેશના અંજાર ગામના રહીશ ડાકટર આતમારામભાઇએ પોતાના બનાવેલા આતમારામ અનુભવ નામના ગ્રંથમાં પીરાણા ધર્મને અર્ધદગ્ધ પંથ તરીકે માનેલ છે. અને હું તે વાતનો સ્વીકાર કરૂં છું. અને ઉપર લખી બીનાથી એ વાત સિધ્ધ થાય છે.

આપના લખેલા પુસ્તકના પાને ૩૮ નો જવાબઃ—પીરાણા પંથનો અભ્યાસ કર્યો તેમાં તદન પોલ માલુમ પડી. એના જવાબમાં લખવાનું કે થોડાં વર્ષો થયાં પીરાણા ધર્મ સંબંધે ઘણી ટીકાઓ

થઇ છે એ ગુપ્ત ધર્મને જ્યાં સુધી લોકો જાણતા નોતા ત્યાં સુધીજ એ ધર્મની મહત્તા જળવાઇ રહી હતી. પરંતુ દુનીયાની નજર આગળ જ્યારે દશમો કલંકી અવતાર, મુખીની તમામ ક્રીયા, મુળ બંધનો ચોપડો, શ્રાધાદી કર્મ વખતે રાંધેલું અનાજ ખાનામાં લઇ તેની ક્રીયા બાવની ક્રીયા વિગેરે હકીકતો મારા વાંચવામાં આવી ત્યારથી મને પાકી ખાત્રી થઇ છે. કે પીરાણા ધર્મની જે માન્યતા છે. તે સાચી હો કે ખોટી હો તેની સાથે મારે કાંઇ લેવા દેવા નથી. પરંતુ તે હીન્દુ ધર્મને શરમાવે તેવી રીતે આર્ય ધર્મનું અપમાન કરનારી તો ચોકસ છે. એ ગ્રંથો વાંચવાથી વાંચનારને ખાત્રી થશે. પીરાણા ધર્મના રહસ્યનો મુળ ગ્રંથ દશમો નકલંકી અવતારનો મેં જ્યારે અભ્યાસ કર્યો ત્યારથી મારી પીરાણા ધર્મ પ્રતે આસ્થા ઉડી ગઇ અને તેમાં તદન કલ્પીત અને અસંભવીત ખોટી વાતોની ગપ્પો મારી છે. ભોળા લોકોને ભરમાવવાને તેમાં કાળીંગા દૈત્યનું આખ્યાન લખ્યું છે તે પણ તદન ખોટી રીતે દૈત્ય કાળીંગાનો પુત્ર કમળાકુવરને પીતાદ્રોહી તેમજ સુરજા રાણીને પતિભક્તીથી વીમુખ એક નીચ અને હલકી સ્ત્રીના જેવા કૃત્યવાળી આલેખી છે. રાક્ષસ રાજાની સ્ત્રીઓએ પણ પતીવૃતા ધર્મ પાળ્યાનું શાસ્ત્રોમાં લખ્યું છે. જાલંધર રાક્ષસ હતો અને તે દેવોને દુખ દેતો હતો છતાં તેની સ્ત્રી વૃંદાના પતિવૃતના પ્રભાવથી ભગવાન શંકર અને વીષ્ણુએ પણ સખ્ત હાર ખાધી છે. લંકાધીપતિ રાવણની સ્ત્રી મંદોદરી જ્ઞાની હતી તો પણ પતીની આજ્ઞાનું ઉલંગન કર્યું નથી અને તે પણ સતી તરીખે શાસ્ત્રોમાં તેની ગણના છે ત્યારે કાળીંગા દૈત્યની સ્ત્રી કાળીંગા દૈત્યનું મૃત્યુ કરે છે. પતીવૃતા ધર્મથી ભ્રષ્ટ થાય છે. તે સીવાય પણ અનેક એવાં દ્રષ્ટાંતો લખવામાં આવ્યાં છે કે સત યુગમાં સતપંથ ધર્મના

મુખી રાજા હરીશ્ચચંદ્ર, રાણી તારામતી અને કુંવર રોહીદાસ હતા. 
હીરણાકશ્યપના પુત્ર પ્રહલાદજી પણ સતપંથ ધર્મના મુખી હતા. દ્વાપર
યુગમાં ભગવાન વેદવ્યાસ પણ એજ ધર્મને માનતા હતા. પાંડવો
પણ એજ ધર્મ પાળતા હતા. ધર્માત્મા મહારાજા યુધીષ્ટર એ ધર્મ
ના મુખી હતા આવી અનેક ગપ કથાઓ લખી ભોળા માણસોને
ભુલ થાપ ખવરાવવાની અનેક હકીકત દશમા નકલંકી અવતાર
નામના હસ્ત લીખીત ગ્રંથમાં છે. તે વાચવાથી પીરાણા ધર્મની
હીન્દુપણાની પોલ જણાઇ આવશે.

આપના પુસ્તકના પ.ને ૪૧ માં પોતાના પુરાણા પીરાણા પંથ
પ્રતી પુસ્કળ તીરસકાર આવવા લાગ્યો. એના જવાબમાં લખવાનું
કેઃ—મહા પ્રતાપી સૂર્યવંશ કુળ ભુષણ સત્યવાદી મહારાજા હરીશ્ચચંદ્ર
ના ઇતીહાસથી જેમના વંશમાં સોળેકળા ગુણ સંપન પુરણ પુરૂષો
તમ મર્યાદા ભગવાન પ્રભુ રામચંદ્રજીનો જન્મ થયો છે એવા ઉતમ
કુળ દીપક વસીષ્ટ મુનીના શીષ્ય મહારાજા હરીશ્ચંદ્રના ઇતીહાસથી
અથવા મહાભારત અને ભાગવતના કર્તા ભગવાન વેદ વ્યાસજીએ
પાંડવોના ઇતિહાસમાં તેમજ પાંડવોના સખા કૃષ્ણ પરમાત્માના
ગીતાના બોધમાં કુરઆનજી બીસમીલા હર રહેમાન નર રહીમ સત
ગોર પાત્ર બ્રહ્મા ઈ ર ઇમામશાહ નરઅલી તે માહમદશાહ નબી-
નુર સતગોર તમારી દુવા આવા અર્ધ દગ્ધ છોકરાઓને પુંજતા
તેમજ તેનો જાપ કરતા કોઇ પણ હીંદુઓએ સાંભળ્યું નથી તેમજ
શાસ્ત્રોમાં તેમજ પુરાણોમાં કેઇ ઠેકાણે છેજ નહીં. પવીત્ર મહાત્મા
ઓના ઉજવળ ચારીત્રને કલંક લગાડી હાલ હીંદુ ધરમનું સતપંથ
કહો કે પીરાણા પંથ કહો તેમાં ખાસ અપમાન કરવામાં આવ્યું છે.
તે જ્યાં સુધી સનાતન ધર્મના ધર્મ ગુરૂઓ આ વાત જાણતા

નથી ત્યાં સુધીજ આ પોલ અંધારામાં રહી છે અને તેનું કારણ એ છે કે સતપંથ કહો કે પીરાણા પંથ કહો તેનાં દરેક પુસ્તક હસ્ત લખીત છે અને તે તેનાં અનુયાયીઓ સીવાય બીજાને વાંચવા મળતાં નથી તેથીજ આ વાત આજ દીવસ સુધી અંધારામાં રહી છે કચ્છના કણબીઓએ પીરાણાનું ધર્મ અંગીકાર કર્યા પછી અને હમણાના જાગૃતીના સમયમાં દુનીઆના લોકો જયારથી એમ સમજતા થયા છે કે પીરાણાના ધર્મને અર્ધ દગ્ધ પંથ તરીખે કોઇ રીતમાં નથી ત્યારથી પીરાણાના ધર્મને માનનાર કચ્છના કણબીઓને મુમના કણબીના ઉપનામથી બોલાવે છે. તેનો સરમના માર્યા કણબીઓ કશોપણ વાદવિવાદ કર્યા સીવાય નીચી મુંડીએ તેનો સ્વીકાર પરાણે પણ કરે જાય છે. કણબી પટેલ મટી મુમના કણબી કહેવાય છે એ આપના પીરાણા ધરમનો પ્રતાપ છે અને તે ધરમમાં ભોળા લોકોને ભરમાવીને એવી એવી લાલચો ધર્મની કહેવામાં આવે છે કે પીરાણા ધર્મ જેવું કોઇ ધર્મ નથી અને જે સતપંથ ધર્મ પાળશે તેજ તરી પાર ઉતરશે. ભગવાનના દશ અવતાર થઇ ગયા તેને માનવાની જરૂર નથી. નકલંકી અવતારને માનવું અને કમાઇમાંથી દસોંદ ધર્માદા તરીખે આપવાથી જનમ મરણના ફેરા ટળે છે વીગેરે અનેક પ્રકારની હકીકતો લખી છે સતપંથ ધર્મની એક એવી પણ માન્યતા છે કે તેમના સેવકોએ પોતાના ધર્મની વાત કયાંય પણ બહાર કરવી નહીં પોતાના ધર્મના સેવકોને ધર્મ ઉપર વધુ આસ્તા બેસે તેવોજ હંમેશા બોધ થાય છે વિગેરે હકીકતોનો સાર ફકીર ભાઇને ટુંકામાં જણાવું છું. અને આએ હકીકતથી દુનીયા જાણી શકશે કે પીરાણા ધર્મ પણ એક અજબ પંથ છે.

કુર્મીય ક્ષત્રીય ઉત્પન્તિના પ્રગટ કર્તાને પટેલ ફકીરભાઇ ધમકી

આપે છે કે મીસ્ત્રી નારાણજી રામજીભાઇની એકતરફી હકીકત સાંભળી પોતાના લખેલા ઇતીહાસમાં ખોટી હકીકતના ભોગ થઇ પડયા છે. અને તે બાબતે ફકીરભાઇ સુચના કરે છે કે મજકુર ઇતીહાસીક બુકમાં સુધારો કરી પીરાણા ધર્મ સંબંધી જે હકીકત લખવામાં આવી છે તે કાઢી નાખવા ભલામણ કરે છે.

આપની બુકના પાને ૪૨ માં આપ લખો છો કે દેશમાંથી કણબીઓ લાખો કોરીઓ દર વર્ષે પીરાણે મોકલે છે તે ન મોકલતાં ગરીબોને ઓછે વ્યાજે ધીરે તો તેમને સાચા ખોટા દેવામાં વંશ પરમપરા દટાઇ મરવું ન પડે:—આએ તમારા લખેલા શબ્દો ઉપર જો હું લખવા બેસું તો ઘણું લખાય એમ છે તો પણ ટુંકામાં જણાવીશ કે ફકીરભાઇ આપ પણ એક પાટીદાર કણબી છો અને હું પણ કણબી છું. તમને સતપંથ ધર્મની લાગણી છે ત્યારે મને મારા ગરીબ કણબીભાઇ પ્રત્યે લાગણી છે. હું મારા પીરાણા પંથી ભાઇઓથી દશેક વર્ષ થયાં છુટો પડયો છું, છતાં મારૂં હૃદય તેમના તરફ ભ્રાતુભાવથી જુવે છે. તેમના સુખ દુઃખના માટે મને ઘણું લાગી આવે છે. અને એટલાજ માટે હું પીરાણાપંથી મારા જ્ઞાતી બન્ધુઓમાં સુધારો કરવા ચાહું છું. દર સાલ લાખો કોરીઓ પીરાણા જાએ છે તે જાણે મારી પોતાનીજ જાય છે એવું મને દુઃખ લાગે છે. કારણ કે તે કોરીઓમાંથી જેવું જોઇએ તેવું હીંદુઓને શોભે તેવું અમારી જ્ઞાતીને પુન્યવાન બનાવવાનું કાર્ય થતું હોય તેમ જણાયું નથી. એટલાજ માટે એ કોરીઓ ઓછા વ્યાજે ગરીબ કણબી ખેડુતો કે જેઓ કરજમાં દટાઇ ગયા છે તેને ધીરવી અથવા તો ખેતીવાડીના સુધારામાં અને કેળવણીમાં વાપરવી કે જેથી ભવીષ્યમાં કણબીની પ્રજા જે તદન અભણ અને

અજ્ઞાન છે તે વિદ્યા અભ્યાસ કરવાથી પોતાની ઉન્નતિ જોઇ શકે. અને તે પુન્ય પ્રતાપથી ધર્મ અર્થ કામ અને મોક્ષના માટે સત્યા સત્યનો નીરણય કરી શકે, વિશેષમાં ફકીરભાઇ જણાવે છે કે પીરાણા પંથ અથવા સતપંથમાં વ્યાજ ખાવાની મનાઇ છે એટલુંજ નહીં પણ તેમાં પાપ છે જેના માટે લાંબુ વિવેચન કરવાની ફકીર ભાઇએ ખાસ તસ્દી લીધી છે. મારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે પીરાણા ધર્મના ધર્મગુરૂ આચાર્યશ્રી ગાદીપતી લક્ષમણકાકા કચ્છમાંથી તેમજ પીરાણા ધર્મના અન્ય સેવકો પાસેથી જે પૈસા આવે છે તે પીરાણા જાગીરનું ખર્ચ બાદ કરતાં બાકીના પૈસા અમદાવાદની મીલોના શેરની ખરીદીમાં વ્યાજ તથા નફો મેળવવામાં વપરાય છે જે વાત જગત જાહેર છે અને કચ્છના કણબીઓએ તે બાબતે વાંધો લીધો હતો તે આપ પણ જાણતા હશો તો પછી જે ધર્મમાં વ્યાજ ખાવાની મનાઇ છે જેને પાપ સમજવામાં આવે છે તેવું હલકું અને ધર્મગુરૂને ન સોભતું કાર્ય લક્ષમણકાકા કેમ કરે છે એનો કંઇ જવાબ હોય તો જણાવશો. આપની બુક પાને ૪૪ નારાણભાઇ પોતે ગુજરાતમાં આવ્યા ને ગુપ્ત વેશે પીરાણે ગયા અને ત્યાંની હ્રદયભંગ સ્થીતિ જોઇ આવ્યા. આ હકીકત આપને કનીષ્ટ લુલી લંગડી સ્વબળ ભાંજક અને અસત્ય ઉગાડું પાડે છે નારાણજીભાઇએ પીરાણામાં હ્રદયભંગ સ્થીતિ જોઇ તે શું કેવી અને કેમ તેનું કંઇ નામ નીશાનનો કંચીત ઇસારો પણ મળે નહીં. આએ હકીકતનો જવાબ કુર્મી ક્ષત્રિય ઉત્પત્તિમાં લખાયો નથી એ એક દીલગીરી ભરી વાત છે જેના માટે મને પણ દીલગીરી થાય છે મારૂં હ્રદય ભંગ થયાની હકીકત ઇતિહાસમાં ન લખાઇ એ ઠીકજ હતું પરંતુ એનો આપ જવાબ માગો છો તો સાંભળો.

પ્રથમ તો હું જ્યારે પીરાણા ધર્મનો અભ્યાસ કરતો હતો ત્યારે પીરાણા ધર્મનું પીરાણા ગામનું પીરાણાના રોજાનું ગંગુઆકુવા, નગીનાંગોમતી નામની બાવાની બેઠકનું અને બ્રાહ્મણો તથા અન્ય જ્ઞાતીઓની જનોઇઓ ઉતરાવી સતપંથની દીક્ષા દેતી વખતે સવા મણ જનોઇઓ ઉતારી છે તેનું, લોખંડી બેડીઓ પોતાની મેળે ઉઘડી જાય છે વિગેરે હકીકતોનો અભ્યાસ ચાલતો હતો ત્યારે એ દેવભૂમીમાં પગ મુકતાંજ જાણે વૈકુંઠનો ભાસ થશે કે સ્વર્ગની છાંયા દેખાશે. આવી જે હ્રદયની માન્યતા હતી તે નજરે જોતાં સાંભળેલી હકીકત જેવું કશું નથી. મકાનો અને દેવાલયો બાંધવાનું સીલપી કામ હું કરૂં છું, મોહમહી મુંબઇ નગરીમાં એવાં એવાં અનેક મકાનો છે કે જેની તુલના રોજા કરતાં ચઢી જાય તેમ છે. નગીના ગોમતી નામની બેઠક તો તદ્દન એક સાદી બેઠક છે. ગંગુઆ કુવાના માટે અમારૂં ગામ વીરાણીના મુખી કેશરા ભાણાજી જેવાનો સ્વર્ગવાસ થયો છે તેઓની પાસેથી સાંભળ્યું હતું કે ચીનમાં ચીરના નગરી છે જ્યાં કાળીંગો દૈત્ય રાજ્ય કરતો હતો ત્યાંથી એક પાણીની નહેર છે અને તે નહેર ગંગુઆકુવામાં મળે છે કાસીની ગંગા પણ આકુવામાં આવે છે તેવા પવીત્ર ગંગુઆકુવાની જ્યારે ઝાંખી કરી ત્યારે તે કુવા ઉપર ઘાસ ઉગી ગયું હતું. કુવામાં સમાર કામની જરૂર જણાતી હતી અને પાણીનો એક છાંટો સરખો પણ દેખાતો નો'તો. મને નવાઈ લાગી કે જેમાં ગંગાનો પ્રવાહ આવતો હોય અને તે કુવામાં પાણી ન મળે. ઘણીજ નવાઇની વાત છતાં મનને સમાધાન કર્યું કે ઉનાળાનો દીવસ છે. તેથી પાણી ખુટી ગયું હશે. ગંગુઆકુવાના માટે બીજી પણ અનેક હકીકતો સાંભળી છે પરંતુ તે બધી અતિસ્યોક્તી ભરેલી છે. ઘણા કાળ પુર્વે જનો-

ઇઓ ઉતારેલી હજુ કાયમ છે તેમાં પણ થોડી જનોઇઓ દેખાડ વા માટે રાખી છે. પગમાં બેડીઓ પેરે છે અને સાચા ખોટાની ખાત્રી માટે તે પોતાની મેળે ઉઘડી જાય છે તેમાં પણ કંઇ સાર નથી. ખુદ બાવા ધ્રુપામશાહનાં જેને દરશન કરવા હોય તેને નાંભી કમળમાંથી અમી નીકળે છે અને તેની ગોળીઓ દરેક ઠેકાણે મોક લવામાં આવે છે તે પણ કંઇ પરચા જેવું કશું નથી અને વિશે ષમાં ક્ષોભ તો એ થયો કે પીરાણા ધર્મનાં ધર્મગુરૂઓ ફકત લખી વાંચી શકે એટલું ગુજરાતી ભણેલા છે. અન્ય કાકાઓ પણ કાંઇ વિશેષ ભણ્યા હોય તેમ જણાતું નથી. આટલી હકીકત જાણ્યા પછી મારા હ્રદયની હ્રદયભંગતા આપે જોઈ લીધી હશે અને હું આશા રાખું છું કે સાથે સાથે આ હકીકત જાણ્યા પછી આપના હ્રદયની પણ ગંભીર સ્થીતિ થઇ ન જાય તો સારૂં. તે સીવાય ગુપ્ત વેશે જવાના કારણ માટે આપ ટીકા કરો છો તેના જવાબમાં લખવાનું કે જ્યારે મેં પીરાણા ધર્મને તજી દઇ એક લેખ કચ્છ કેશરી નામના પેપરમાં લખેલ તે વખતે પીરાણા ધર્મના અનુયાયી ઓએ મને તેમજ મારા માતપીતાને એવી ધમકીના કાગળો અને હકીકતો પોંચાડી છે કે પીરાણા ધર્મની હકીકત બહાર પાડી છે માટે નારાણને કોઇ જાનથી મારી નાંખશે. એવી પહેલી ખબર મારા ગુરૂજી મામા ડાહ્યા ભાણુજી ઘોળુએ મારા પીતાશ્રીને પોં- ચાડી હતી પરંતુ તેથી ડરવાનું કંઇ કામ નો'તું. સત્ય હકીકત દુનીઆની જાણ માટે ખુલ્લી પાડવી એ કંઇ ગુનોહ નથી. અને મારૂં મૃત્યું કોઇ સતપંથી કે પીરાણા પંથીના હાથેજ હશે તો તે કંઇ ટળવાનું નથી. પોતાના જ્ઞાતિબન્ધુઓને હીંદુ ધર્મ સમજાવવા ના પ્રયત્નમાં પ્રાણની આહુતી આપવી પડે તો તેની દીલગીરી મને

તેમજ મારા કુટુંબને થશે નહીં. તોપણ પતંગીઆની પેઠે દીવામાં ઝંપલાવવામાં ડહાપણ નથી એવા હેતુથી હું કચ્છના વીરાણી ગામનો ફલાણા નામનો કણબી છું એવું પીરાણામાં જાહેર કર્યું નો'તું. ઇતીહાસ કર્તાએ ગુપ્ત રીતે ગયાનું જે લખ્યું છે તેના માટે ફકીરભાઇને ટીકા કરતાં આનંદ થાય છે અને ગુપ્ત વેશનો ચીતાર પારસી, મુસલમાન, ખ્રીસ્તી, પુરૂષ, સ્ત્રી કે છાણના પુતળાં કે રમકડાંનો આપી ફકીરભાઇ પોતાના હૃદયમાં ઘણા દીવસની ભરાઇ રહેલી ઉંડી દાઝની લાગણીનો પ્રસંગ નાનકડી બુકમાં આપ લાવી શકયા છો તેના માટે હું આપને ધન્યવાદ આપું છું.

કચ્છના કણબીઓનો વીસ્તાર બુક પાને ૪૫ માં આપ લખો છોકે ડગલે અને પગલે ભુલો કરી છે જેને લગતી ચોખવટ કરવા ધારે તો મોટો ગ્રંથ લખાય પરંતુ કાગળની મોંઘવારી ધ્યાનમાં લઇ કેટલીક બાબતો આપે હાથ ધરી નથી એ કેમ જાણે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો ન હોય એમ આપનું ધારવું છે. કણબી બધુ ફકીરભાઇ મને આએ તમારા લખાણ ઉપર પુશ્કળ હસવુ આવે છે અને જવાબમાં તમને શું લખવું એ મોટો વીચાર થાય છે. હૃદયને કાબુમાં રાખી તમને તમારા લખાણનો જવાબ આપવાની જે ફરજ ઉભી થઇ છે તે કાગળની મોંઘવારી હોવા છતાંએ આપવો પડે છે. કચ્છના કણબીઓનો વિસતાર એ ઉપર આપનાથી એક અક્ષર પણ લખાય એવો માર્ગ આપના માટે છે નહી અને તમે જે બુક લખી સતપંથ અથવા પીરાણા પંથ ધર્મને હીંદુ ધર્મ છે એમ મારી મચડીને ગીતા અને શ્રુતીઓના શ્લોકો ટાંકી બતાવવા જે પ્રયત્ન કર્યો છે તે માત્ર સ્વપ્નાવત છે. કેવળ વખતનો

ભાગ અને થોડા પૈસાની બરબાદી કરવા સીવાય નકામાં તમે અમારો જવાબ પ્રાપ્ત કર્યો છે. કાગળની મોંઘવારીની દલીલ આપની ખોટી છે. તમારો પક્ષ કરનાર તમારી પાછળ પુસ્કળ પૈસા ખર્ચ કરતાર સતપંથ પ્રકાશક મહામંડળ છે જે મોટાં મોટાં ઇનામો જાહેર કરે છે તેમને બે પાંચ રૂ. જો આપે વધુ લખ્યું હોત તો ખર્ચ થાત તેથી મંડળને શું ટોટો આવી જતો હતો ? નામદાર પીરજાદા મીર પ્યારે સાહેબ પોતાના સતપંથના પુસ્તકો લખાવવામાં અને છપાવવામાં સેંકડો રૂ. ખરચે છે તો આપના તરફના પાંચ રૂ. વધું ખરચ કરવા પડત તો નામદાર પ્યારે સાહેબને ભારે પડત નહીં એવું મારૂ ખાસ માનવુ છે પરંતુ ખરી રીતે આપ કંઇ લખી શકો એવું કશું આપના હાથમાં ન હોવાથી આપે લખવું બંધ કર્યું છે અને લેખને અપુર્ણું રાખ્યો છે. હું પણ મારો લેખ આટલેથીજ બંધ કરૂં છું વળી આપ લખશો અને જવાબ દેવા યોગ્ય હશે તો આપની સેવા ઉઠાવવા સેવક તત્પર રહેશે,

પટેલ ફકીરભાઇ ગોપાલદાસને છેવટની એક વિનંતીઃ—

આપ પીરાણા ધર્મનું અથવા સતપંથ ધર્મનું તે ધર્મ હિન્દુ ધર્મ છે એવું રક્ષણ કરવા માંગો છો અને જેવી રીતે પોલંમપોલ ચાલે છે તેવીજ રીતે ચાલે એમ ઇચ્છો છો અને તેટલાજ માટે આપ સતપંથના ઉપદેશક તરીકેનું આપનું જીવન ગાળો છો. પરંતુ બન્ધુ તે હવે બનવું અશક્ય છે. જમાનો આગળ વધતો જાય છે તેમજ દરેક જ્ઞાતિઓમાં દરેક ધર્મના પંથોમાં સુધારાવધારા થતા જાય છે તેવીજ રીતે પીરાણા ધર્મના માટે બને તો તે અયોગ્ય નહીંજ ગણાય. કચ્છમાં પીરાણા ધર્મના માટે હવે લોકો સમજતા થઇ ગયા છે. શુદ્ધ કણબીઓ સનાતન

હિન્દુ ધર્મને સમજતા થતા જાય છે. પીરાણા ધર્મના આનામાં ભાગવત રામાયણ અને મહાભારતના પ્રાચીન હિન્દુઓના ધર્મશાસ્ત્રો વંચાય છે. જ્યાં સૈયદોને ઉતારા આપવામાં આવતા હતા તે સૈયદોને કચ્છમાં આવતા બંધ કરવામાં આવ્યા છે. અને તે જગ્યામાં સાધુ સન્યાસીઓ ઉતરે છે. ખાનું એવાં નામથી સરમાતા પીરાણા પંથીઓ હવે જ્યોતીધામ એવા નામના પાટીઆં લગાડે છે. આટલું વાતાવરણ બદલ્યું છે. આપ હજુ અંધારામાં છો પીરાણે દર સાલ જે કોરીઓ જાય છે તેમાં પણ ઘણા ગામના લોકો તે પૈસા પીરાણે ન મોકલતાં ત્યાંજ તેની યોગ્ય વ્યવસ્થા કરવા માગે છે અને આપ વધુ કહેવા દેઓ તો કહીશ કે પીરાણા ધર્મના રક્ષક કાકાઓએ ખાસ મારી રૂબરૂ તેમજ કચ્છના પીરાણા પંથી કણબીઓને હિંદુ તરીકે ઓળખાય તેટલા માટે મરણ વખતે અગ્ની સંસ્કાર અને લગ્ન વિધી બ્રાહ્મણોના હાથે ચોરી બાંધી વૈદીક વીધીસર કરવા ભલામણ કરે છે. મારો પોતાનો ખાસ અભીપ્રાય તથા લાગણી બાવા ઇમામશાહ તથા કબીરદીન-સદરદીન સાહેબ પ્રત્યે પુંજય ભાવથી છે કારણ કે તેઓ કરામતવાળા પીર હતા દરેક હિન્દુઓ મુસલમાની પીરને માનની લાગણીથી જુંએ છે તેમજ હું પણ તેઓને જોઉં છું. પરંતુ મારે વાંધો એટલોજ છે કે તેઓ શકતીવાળા હતા અને હિન્દુઓએ પૂજ્ય ભાવથી માન આપ્યું તો પછી ધર્મ પળાવવામાં જો તેઓએ મુસલમાની ઉપદેશ કર્યો હોત તો કોઇપણ પ્રકાર તકરાર નહોતી. આ અધવચ લટકાવી રાખ્યા છે જેથી બીજી અન્ય જ્ઞાતિઓમાં જે સરમાવું પડે છે અને નીચું જોવું પડે છે તે ન થાત. સતપંથ કે પીરાણા પંથના ધર્મગુરૂઓ અને

આપ જેવા ઉપદેશક પણ સત્ય વાત પોતાના સેવકોને જણાવતા નથી જેથીજ આ તકરાર ઉભી થાય છે.

થોડા દીવસો ઉપર નામદાર આગાખાને પોતાના હીન્દુ સેવકોને ખાસ કહી દીધું હતું કે તમે દુધમાંને દહીંમાં પગ રાખોછો તે ઠીક નથી જો તમારે આગાખાની ધર્મ ઠીક ન લાગતું હોય તો તે છોડી દેઓ અને જેને ધર્મ પ્રીય હોય તેમણે મુસલમાનીપણું અંગીકાર કરવું જે ઉપરથી ઘણા હીન્દુઓએ પોતાના નામ જે ગુલાબભાઇ હતું તે ગુલામઅલી ઇત્યાદી ધારણ કરી સુદ્ધ ભાવથી આગાખાની ધર્મ પાળે છે અને ઘણા જણાઓએ પ્રાયશ્ચીત કરી હીન્દુ ધર્મમાં દાખલ થયા છે એ વાત આપના ધ્યાન બહાર નહીં હોય આતો ન હીન્દુ પણામાં તેમ ન મુસલમાની પણામાં અધવચે લટકવું હીન્દુ છતાં મુમના તરીખે ઓળખાવું એ બીલકુલ ઠીક નથી. કચ્છના કણબીઓ હવે છચોક ખુલા રદયથી કહે છે કે પીરાણા ધર્મ પાળવાથી તેમજ મુમના કણબી તરીકે કોઇ કે છે તો તેમને ગાળ દીધા બરાબર લાગે છે માટેજ હું સુધારો કરવા આપને કહું છું. ઘણા દીવસો થયા મને પીરાણાના કાકા તરફથી સુચના રૂબરૂમાં કરવામાં આવી હતી. તેમજ કચ્છના પીરાણા પંથી કણબી આગેવાનો તરફથી પણ લેખીત સુચના કરવામાં આવી હતી અને તે નમ્ર ભાવે કે પીરાણા ધર્મ તમને પ્રીય નથી તો તમે ભલે તેનો ત્યાગ કરો પરંતુ વિશેષ કંઇ લખીને બહાર પાડવાથી અમારા ધર્મના નીંદા થાય છે જેથી તમારે કશું લખવું નહી. એટલી મહેરબાની કરશે. આ વિનંતીથી મેં ઘણા દીવસ થયાં લખવું બંધ કર્યું હતું પરંતુ દૈવયોગે આપના લખેલા પુસ્તકમાં મારી ખાસ જાતની અંગત ટીકા કરવામાં આવી છે અને

તે દરગુજર કરીએ તો ચાલે પરંતુ જવાબ ન આપવાથી દુનીયાની નજરમાં સત્યાસત્યનો નીરણય લટકતો રહે તેથી જવાબ આપવાની ઉભી થયેલી ફરજ હું અદા કરૂંછું. અને સાથે સાથે આપને પણ વિનંતી કરૂછું કે ફરી આવી પંચાતમાં ન ઉતરાય તો સારૂં. આપ ખચીત માનજો કે પીરાણા ધર્મને આપ હીન્દુ ધર્મ તરીખે કોઇપણ રીતે સીધ નહીજ કરી શકો. છતાં આપની આતુર ઇચ્છા હોય તો મારી કોઇ પ્રકારે મનાઇ નથી. હું વાદવિવાદ કરવા તૈયારછું. આપ કોઇપણ હીન્દુ આચાર્યમાંથી જેવા કે જગતગુરૂ સંકરાચાર્ય, વલભી સંપ્રદાયના આચાર્ય, સ્વામીનારાયણ ધર્મના આચાર્ય, વૈદીક ધર્મ પ્રચારક આર્ય ધર્મના આચાર્ય, કોઇનું પણ આપ સરટીફીકેટ રજુ કર શોકે આએ સતપંથ ધર્મ હીન્દુ ધર્મ છે અને તે ધર્મના સેવકો હીન્દુ કહી શકાય તો મારે કોઇપણ પ્રકારે વાંધો નથી. હું જે હાલે વૈદીક ધર્મની રીતે ઉપવીત અંગીકાર કરી સંધ્યા ગાયત્રી ઇત્યાદી કર્મ કરૂંછું તે છોડી દઇ ફરીથી સતપંથનો સ્વીકાર કરીશ. આપની માફક ફકીર નામ ધારણ કરી જીંદગી પર્યંત આપનો સેવક થઇ રહીશ.

---